Year-યર-વર્ષ ( એક વચન )
Ten-ટેન-દશ
Ten years old-ટેન યર્સ ઓ'લ્ડ-દશ વર્ષની.
With dark hair-વિથ ડાર્ક હે'ર-કાળાવાળ વાળી.
Never-નેવર-કદી નહીં Idle-આઇ'ડલ-આળસુ.
She is never idle-શી ઇઝ નેવર આઇડલ-તે કદી આળસુ નથી.
Busy-બિઝિ-ઉદ્યોગી.
To be busy-ટુ બિ બિઝિ-ઉદ્યોગી થવાનું.
She likes to be busy-તેને ઉદ્યોગી થવાનું ગમે છે.
To help-ટુ હેલ્પ-મદદ કરવી; મદદ કરવાનું.
This morning-ધિસ મૉર્નિંગ-આજ સવારે.
Got up-ગૉટ અપ-ઉઠી.
Very early-વેરિ અર્લિ-ઘણી વહેલી.
When it was light-જ્યારે અજવાળું થયું ત્યારે.
Swept-સ્વેપ્ટ-વાળ્યું.
Swept out-સ્વેપ્ટ આઉટ-વાળી કાઢ્યું.
To sweep-ટુ સ્વીપ-વાળવું.
Woke-વો'ક જગાડયો. To wake-ટુ વેઇક-જગાડવું.
Elder-એલ્ડર-મ્હોટી, વધારે મ્હોટી.
It is time to get up-ઉઠવાનો વખત થયો છે.
Let us go and get water from the well-ચાલો આપણે કુવામાંથી પાણી લેવાને જઇએ.
They both went-ધે બોથ વેન્ટ-તેઓ બન્ને ગયાં.

Went-વેન્ટ્-ગયાં. To go-ટુ ગો'-જવું.

Went ( ભૂતકાળ ) Gone ( ભૂત કૃદંત )

To the well-ટુ ધિ વેલ્-કુવે.

Back-બૅક-પાછા.

One pot full of water-વન્ પૉટ્ ફુલ ઑફ વૉટર-પાણીનો ભરેલો એક ઘડો.

Took-ટૂક્-લેતી ગઇ, લીધી. To take-ટુ ટેઇક્-લેવું.

To draw-ટુ ડ્રૉ-ખેંચવું, કાઢવું.

Was drawing-વૉઝ્ ડ્રૉઇંગ-ખેંચતી હતી; કાઢતી હતી.

She was picking up-તે ઉપાડી લેતી હતી; તે વીણી લેતી હતી.

Leaves-લીવ્ઝ્-પાંદડાં.

Sticks-સ્ટિકસ્-ડાખળીઓ; લાકડાં.

Fire-ફાયર-દેવતા; અગ્ની.

To get back-ટુ ગેટ બૅક્-પાછું જવું.

When they get back-જ્યારે તેઓ પાછા જશે

To clean—ટુ કલીન્—સાફ કરવું: સાફ કરવાને,

To cook—ટુ કૂક—રાંધવું.

Cooking—કૂકીંગ—રાંધવાનું.

Cooking pot—કૂકીંગ્ પૉટ્—રાંધવાનું વાસણ.

Boil—બોઇલ—ઉકાળવું; પકાવવું; ચઢાવવું.

For her father and brothers to eat—તેના બાપ અને ભાઇને ખાવાને.

If her mother wants anything—જો તેની માને કાંઇ ચીજની જરૂર હોય છે તો.

She comes running up—તે દોડતી આવે છે.

Most—મો'સ્ટ—સૌથી વધારે. Much—મચ—ઘણું.

More—મો'ર—વધારે. Most—સૌથી વધારે.

Useful—યુઝ્ ફુલ—ઉપયોગી.

Most useful—મો'સ્ટ યુઝ્ફુલ—સૌથી વધારે ઉપયોગી; સૌથી વધારે કામગરૂ.

To be tired—ટુ બિ ટાયર્ડ—થાકી જવું, થાકેલા હોવું.

She is tired—શિ ઇઝ્ ટાયર્ડ—તે થાકી જાય છે.

She is never tired—તે કદી થાકી જતી નથી.

She is never tired of helping others—તે બીજાને મદદ કરવાથી થાકી (કંટાળી) જતી નથી.

Big—બિગ્—મ્હોટી. Bigger—બિગર—વધારે મ્હોટી.

Biggest—બિગેસ્ટ—સૌથી વધારે મ્હોટી.

The biggest of the three—ધિ બિગેસ્ટ ઑફ ધિ થ્રી—ત્રણેમાં સૌથી વધારે મ્હોટી.

Small—સ્મૉલ—ન્હાનું. Smaller—સ્મૉલર—વધારે ન્હાનું.

Smallest—સ્મૉલેસ્ટ—સૌથી વધારે ન્હાનું.

Good—ગૂડ—સારૂં. Better—બેટર—વધારે સારૂં.

Best—બેસ્ટ—સૌથી વધારે સારૂં.

Very big—વેરિ બિગ્—ઘણો મ્હોટો.

Very old—વેરિ ઓ'લ્ડ—ઘણો ઘરડો.

---

# 18

## THE DOG—ધિ ડૅાગ્—કુતરો.

Night—નાઇટ્—રાત્રી. At night—એટ્ નાઇટ્—રાત્રે.
It gets dark—ઇટ્ ગેટસ્ ડાર્ક્—અંધારૂં થાય છે.
To lock—ટુ લૅાક્—તાળુ દેવું; વાસવું; સાંકળ ભીડવી.
Are you not afraid? આર યુ નૅાટ્ એફ્રેઇડ? તું બીતો નથી?
Thieves—થીવ્ઝ્—ચોર. ( બહુ વચન ).
Thief—થિફ્-ચોર. ( એક વચન ).
Are you not afraid of thieves–તું ચોરથી બીતો નથી?
They may come—તેઓ (કદાચ) આવે.
In the dark—અંધારામાં.
To steal—ટુ સ્ટીલ્—ચોરવું; ચોરી જવું.
Friend—ફ્રેન્ડ—મિત્ર.
All night long—ઑાલ્ નાઇટ્ લૅાંગ્—આખી રાત.
Watches—વૅાચીઝ્—ચોકી રાખે છે; દેખરેખ રાખે છે.
To watch—ટુ વૅાચ—ચોકી રાખવી.
Sleeps—સ્લીપ્સ્—ઉંઘે છે.
He never sleeps—તે કદી ઉંઘતો નથી.
Thieves are afraid of him—ચોર તેનાથી બીએ છે.
If he sees a thief—ઇફ્ હિ સીઝ્ એ થિફ્—જો તે ચોરને જુએ છે.

Barks—બાર્ક્સ-ભસે છે. To bark—ટુ બાર્ક—ભસવું.
When he hears a thief—જ્યારે તે ચોરને સાંભળે છે ત્યારે
Bites—બાઇટ્સ—કરડે છે. To bite—ટુ બાઇટ—કરડવું.
He will not bite my friends—તે મ્હારા મિત્રોને કરડતો નથી.
Any thing else—એનિથીંગ એલ્સ—બીજું કાંઇ.
In his mouth—ઇન્ હિઝ્ માઉથ—તેના મ્હોંમાં.

---

## 19

### THE BIRD AND ITS NEST-ધિ બર્ડ એન્ડ ઇટસ નેસ્ટ—પક્ષી અને તેનો માળો.

Garden—ગાર્ડન્—વાડી, બાગ.
This morning—ધિસ મોર્નિંગ્—આજ સવારે.
High—હાય્—ઉંચું. Low—લો'—નીચું.
Saw—સૉ—જોયું. ( ભૂતકાળ ) To see—ટુ સી—જોવું.
To fly away—ટુ ફ્લાય અવે'—ઉડી જવું.
It did not fly away—તે ઉડી ગયું નહીં
Sat—સૅટ્—બેઠું ( ભૂતકાળ ) To sit—બેસવું.
Still—સ્ટિલ્—શાંત, ચુપ
Quite still—કવાઇટ સ્ટિલ્—તદન શાંત.
Began—બિગૅન્—માંડયું, શરૂ કર્યું. ( ભૂતકાળ )

To begin—ટુ બિગિન્—શરૂ કરવું, માંડવું.
To talk to her—તેની જોડે વાત કરવાનું
Wings—વીંગ્ઝ—પાંખ
High in the air—હાય ઇન્ ધિ એ'ર—હવામાં ઉચે
Air—એ'ર—હવા.
To fall—ટુ ફૉલ્—પડી જવું.
I do not fall—હું પડી જતું નથી.
From tree to tree—એક ઝાડથી બીજે ઝાડે,
To jump—ટુ જમ્પ—કુદવું.
Would you like to fly like me—મારી પેઠે ઉડવાનું તને ગમશે ?
I have shut-આઇ હેવ્ શટ્-મ્હેં બીડી છે.
Branch-બ્રાન્ચ-શાખા.
A nice warm house—સુંદર હુંફવાળું ઘર.
Built—બિલ્ટ્-બાંધ્યું. (ભૂતકાળ,)
To build-ટુ બિલ્ડ્-બાંધવું,
Week-વીક્-અઠવાડીયું,
Under-અન્ડર-નીચે; તળે,
Little sticks-લિટલ્ સ્ટિક્સ્-હાની ડાળીઓ,
Wool-વુલ્-ઉન, Dry-ડ્રાય્-સુકું.
To keep it warm-તેને હુંફવાળું રાખવાને,
Blue-બ્લ્યુ-વાદળી.
Laid-લેઇડ્—મૂક્યાં. (ભૂતકાળ), To lay-ટુ લે'-મૂકવું,

Yesterday-યસ્ટરડે'-ગઇ કાલ.

To touch-ટુ ટચ્-અડકવું.

You must not touch them-તમારે તેને અડકવું જોઇએ નહીં

Few-ફ્યુ-થોડા.

In a few days-ઇન્ એ ફ્યુ ડેઇઝ્-થોડા દિવસમાં.

They will get cold-તે ઠંડા પડી જશે.

Cold-કો'લ્ડ-ઠંડા.

---

## 20

### THE YOUNG BIRDS-ધિ યંગ બર્ડઝ્-ન્હાનાં પક્ષી.

Afterwards-આફ્ટરવર્ડઝ્-પછીથી.

Five or six days afterwards-પાંચ કે છ દીવસ પછી.

It talked to her again-તેણે ફરીથી તેની સાથે વાત કરી.

Glad-ગ્લેડ-ખુશી.

I am very glad to see you-હું તમને જોઈ ઘણું ખુશી થયું છું.

Near-નીઅર્-નજીક, પાસે.

If you like-ઇફ યુ લાઇક્-જો તમારી ઇચ્છા હોય તો.

Ago-એગો'-પહેલાં.

Two days ago-બે દિવસ પહેલાં.

Came out-કેઇમ્ આઉટ્-બહાર આવ્યાં.

Showed-શો'ડ્-બતાવ્યાં. (ભુતકાળ).

To show–ટુ શો'–બતાવવું.

They are opening–ધે આર્ ઓ'પનીંગ્–તેઓ ઉઘાડે છે.

To open–ટુ ઓ'પન્–ઉઘાડવું.

Mouths–માઉથ્સ્–મ્હોં

Crying–ક્રાઇંગ્–ચીસ પાડતાં.

To cry–ટુ ક્રાય–ચીસ પાડવી. Hungry–હંગ્રિ–ભૂખ્યાં

Brought–બ્રૉટ્–લાવ્યું; લાવેલું.

I have brought–આઇ હેવ્ બ્રૉટ્–હું લાવ્યો છું.

I have just brought–હું હમણાંજ લાવ્યો છું.

A worm–એ વર્મ્–કીડો.

Another–અનધર્–બીજુ (એક), એક બીજું.

Like me–મ્હારા જેવું.

Has gone out–હૅઝ ગૉન્ આઉટ્–બ્હાર ગયો છે.

To get these children some food–આ બચ્ચાંઓ મા ! કાંઇક ખોરાક લાવવાને.

Well–વેલ્–સારી રીતે.

To feed–ટુ ફીડ્–ખવડાવવું.

They will get bigger and bigger every day–તેઓ દરરોજ મ્હોટાં અને મ્હોટાં બનતાં જશે.

Month–મન્થ–માસ, મહીનો.

Strong wings–સ્ટ્રૉંગ્ વીંગ્ઝ્– મજબુત પાંખો.

To teach–ટુ ટીચ્–શીખવાડવું.

To fly about–ટુ ફ્લાય એબાઉટ્–આમ તેમ ઉડવાનું.

For themselves-ફોર્ ધેમસેલ્વ્ઝ-તેમના પોતાના માટે.

Babies-બેબિઝ્-બાળક, બચ્ચાં.

Birdie-બર્ડી-હાનું પક્ષી; પંખીડું.

At break of day-એટ્ બ્રેક ઑફ્ ડે-પ્હો ફાટતાં; જ્યારે દીવસ થાય છે ત્યારે.

Let me fly-મને ઉડવા દો. Rest-રેસ્ટ-રહે.

To rest-ટુ રેસ્ટ્-રહેવું.

A little longer-એ લિટલ્ લૉંગર્-થોડી વધારેવાર.

Till-ટીલ્-જ્યાં સુધી...ત્યાં સુધી.

Stronger-સ્ટ્રૉંગર્-વધારે મજબુત.

---

## 21

## THE CAT-ધિ કૅટ્-બીલાડી.

Short soft hair-શોર્ટ્ સૉફ્ટ્ હેર્-ટુંકી સુંવાળી રૂંવાટી;

Over its body-ઓવર ઇટસ્ બૉડિ-તેના શરીર ઉપર.

Body-બૉડિ-શરીર.

Claws-ક્લૉઝ્-નખ.

At the end-છેડે.

Sharp-શાર્પ્-તીક્ષણ.

End-એન્ડ્-છેડો.

Paws-પૉઝ્-પંજા.

To tease-ટુ ટીઝ્-ચીડવવું.

Do not tease-ડુ નૉટ ટીઝ્-ચીડવજો નહીં.

Scratch-સ્ક્રેચ-નખથી ચીરા પાડવા; નખ ભીડાવવા.

To catch-ટુ કૅચ-પકડવું.

Rats-રેટસ-ઉંદર

Mice-માઇસ-ઉંદર, Mouse-માઉસ-ઉંદર (એકવચન).

In the night-time-ઇન ધિ નાઇટ ટાઇમ-રાત્રીના વખતે.

Time-ટાઇમ-વખત.

To steal food-ટુ સ્ટીલ ફૂડ-ખોરાક ચોરવાને

Waits-વેઇટ્સ-રાહ જુએ છે.

Hole-હો'લ-દર; કાણું

Jumps up-જમ્પ્સ અપ-કૂદે છે.

Catches-કૅચીઝ-પકડે છે.

At last-ઍટ લાસ્ટ-છેવટે; આખરે.

Kills-કિલ્સ-મારી નાખે છે.

To kill-ટુ કિલ-મારી નાખવું.

Meat-મીટ-માંસ. Bread-બ્રેડ-રોટલી.

Fond-ફૅાન્ડ-શોખીન

It is fond of fish-ઇટ ઇઝ ફૅાન્ડ ઑાફ ફિશ-તે માછલીનું શોખીન છે; તેને માછલી ભાવે છે.

To be fond of-નું શોખીન હોવું.

Kittens-કિટન્સ-બિલાડીનાં બચ્ચાં.

Licks-લિક્સ-ચાટે છે. To lick-ટુ લિક-ચાટવું

All over-ઑાલ ઓ'વર-આખે શરીરે, બધે,

Brings-બ્રિન્ગ્ઝ-લાવી આપે છે.

Moves-મુવ્ઝ-હલાવે છે. Play-પ્લે'-રમત. ( નામ )

They jump about–તેઓ આમ તેમ કુદે છે.

By mewing–બાય મ્યુઇંગ્–મીંઆંઉ કરીને.

To mew–ટુ મ્યુ–મીંઆંઉ કરવું.

Guard–ગાર્ડ–ચોકી રાખે છે; રક્ષણ કરે છે.

To guard–ટુ ગાર્ડ–ચોકી રાખવી; રક્ષણ કરવું.

Kind–કાઇન્ડ–માયાળુ

We should be kind to them–આપણે તેમના તરફ માયાળુ થવું જોઇએ.

---

## 22

### GOATS–ગોટ્સ–બકરીઓ.

Goats–ગોટસ–બકરા ( બકરાઓ ).

What long ears–કેવા લાંબા કાન !

Horns–હૉર્ન્સ–શીંગાં.

To butt–ટુ બટ–માથું ભીડાવવું; માથુ મારવું; ગોથું મારવું.

To beat–ટુ બીટ–મારવું.

If you do not beat them–જો તમે તેને નહીં મારશો તો

Sweet and good to drink–પીવામાં સારૂં અને મીઠું.

Less–લેસ–ઓછું.

Goatman–ગોટ્મૅન–બકરાવાળો.

He is going to milk them–તે તેમને દોવાની તેયારીમાં છે.

In front of–ઇન્ ફ્રન્ટ્ ઑફ્–ની આગળ.
In front of him–તેની આગળ; તેના મ્હોં આગળ.
Earthen–અર્થન્–માટીનું.

---

## 23

## THE SHEEP–ધિ શીપ્–ઘેટાં.

A sheep–એ શીપ્–ઘેટું. A ram–એ રૅમ્–ઘેટું.
Male–મેઇલ્–પુરૂષ ( વાચક ),
Male sheep–મેઇલ શીપ–પુરૂષ ઘેટું; ઘેટું.
Straight–સ્ટ્રેઇટ્–સીધાં.
Twisted–ટિવસ્ટેડ્–વાંકા; વાળેલાં
To twist–ટુ ટિવસ્ટ્–વાંકુ વાળવું.
Thick–થિક્–જાડું. Thick wool–જાડું ઉન.
Skin–સ્કિન્–ચામડી.
Like a coat–લાઇક એ કોટ્–કોટ જેવું.
Cut off–કટ્ ઑફ્–કાપી નાંખે છે.
They make the wool into cloth–તેઓ ઉનનું કાપડ બનાવે છે;
Cloth–ક્લાથ–કાપડ; લુગડું. Clothes–ક્લોધ્ઝ્–લુગડાં, કપડાં.
They make the cloth into warm clothes–તેઓ કાપડનાં ગરમ લુગડાં બનાવે છે.
Flocks–ફ્લૉક્સ–ટોળાં Flock–ફ્લૉક્–ટોળું.

In flocks-ઇન્ ફ્લૉકસ્-ટોળામાં; ટોળા. બંધ.
Drives-ડ્રાઇવ્ઝ્-હાંકી જાય છે;
Fields-ફિલ્ડઝ્-ખેતરો.
To graze-ટુ-ગ્રેઇઝ્-ચરવું.
Thicker-થિકર્-વધારે જાડું.
Mild-માઇલ્ડ-ધીમાં; નરમ.
Quiet-ક્વાયેટ્-શાંત.
Harm-હાર્મ-ઇજા.
To any one-કોઇને.

---

## 24

### FOR YOU AND FOR ME-ફૉર્ યુ એન્ડ ફૉર્ મી
### ત્હારા અને મ્હારા માટે.

Bright-બ્રાઇટ્-તેજસ્વી.
Shines-શાઇન્સ્-પ્રકાશે છે.
To shine-ટુ શાઇન્-પ્રકાશવું.
Deep blue sky-ડીપ્ બ્લ્યુ સ્કાય-ઘેરૂં વાદળી આકાશ.
Sky-સ્કા'ય-આકાશ.
Pale-પેઇલ્-ફીકકો.
Lights up-લાઇટ્સ અપ્-ઓપે છે; અજવાળે છે; અજવાળુ આપે છે.
Clouds-ક્લાઉડ્ઝ્-વાદળાં.
On high-ઑન્ હાય-ઉંચે.
Twinkling-ટિવન્કલીંગ્-ઝબકતા.
To twinkle-ટુ ટિવંકલ્-ઝબકવું.
Golden-ગોલ્ડન્-સોનેરી.
Gold-ગોલ્ડ્-સોનું.
Sinks down-સિન્કસ્ ડાઉન્-આથમે છે; નીચો ઉતરે છે; ડુબે છે.
To sink-ટુ સિન્ક્-ડુબવુ; આથમવું.
West-વેસ્ટ્-પશ્ચિમ.
Sweetly-સ્વીટ્લિ-મધુરી રીતે.

Garden tree–બાગમાંનું ઝાડ  Songs-સૉંગ્ઝ્-ગીત.
Hum–હમ્–ગણગણે છે; ગુંજે છે.
To hum round–આમ તેમ ગુંજવું; ગણગણવું.
Gay–ગે'–ચળકતાં, આનંદી.
Open–ઓપન્-ઉઘડે છે.  Smile–સ્માઇલ્–હસે છે.
To scent–ટુ સેન્ટ્–સુગંધી આપવી; સુગંધી પાથરવી.
Bloom–બ્લૂમ–ખીલવું.  Great-ગ્રેટ્-મહાન, મોટો.
Up on high–ઉંચે.
His home in the sky–આકાશમાંનું તેનું ઘર.
Things–થિંગ્ઝ્–ચીજો.
He has made–તેણે બનાવી છે.
Loving–લવીંગ્-પ્રેમાળ, હેતાળ.
Made–મેઇડ્-બનાવ્યું; બનાવેલી.
To make–ટુ મેઇક્–બનાવવું.

---

# પ્રાયમર સેકન્ડનો તરજુમો.

## ૧ મ્હારા બાપ.

મ્હારે વાસ્તે કોણ સખત મજુરી કરે છે? મ્હારી સંભાળ કોણ લે છે? મ્હારો સૌથી સારો મિત્ર કોણ છે?

મ્હારા બાપ.

હું મ્હારા બાપને ચાહું છું. મ્હારા બાપ મ્હને ચાહે છે.

---

## ૨ મા ઘેર.

બાપ કામ ઉપર ગયા છે. બે છોકરા નિશાળે ગયા છે. ત્રણ ન્હાની છોડીઓ ઘેર છે. મા પણ ઘેર છે. તેઓ આ ચિત્રમાં છે.

તેઓ શું કરે છે?

મા પોતાની ન્હાની છોડીઓને લખતાં શીખવાડે છે. તેઓ બધાં એક સાદડી ઉપર બેઠાં છે એક (છોડી) દોરીમાં ફુલ પરોવે છે. બીજી બે છોડીઓ ચોપડીઓમાં લખે છે. માએ પોતાના હાથમાં પંખો ઝાલ્યો છે. તેણીના ગળાની આસપાસ કંઠી છે. તેના કાનમાં એરીંગ છે. છોકરીઓને પણ એરીંગ છે.

---

## ૩ બાળક.

મા—હું બાળક જોઉંછું.

છોકરૂં—બાળક ક્યાં છે ?

મા—પેલું તે રહ્યું. તે મેજ ઉપર બેઠું છે. હું મ્હોટો પંખો જોઇ શકું છું.

છોકરૂં—પંખો ક્યાં છે ?

મા—પંખો બાળકની પાછળ છે. તે તેની પાસે બેઠું છે. તે તેની આગળ બેઠું છે.

છોકરૂં—તે શું કરે છે ?

મા—તે મ્હારી અને ત્હારી સામું જુએ છે.

છોકરૂં—મેજ ઉપરથી તે નહીં પડે ?

મા—અરે, ના ! તે નહીં પડે. તે મેજ ઉપર સહીસલામત છે.

છોકરૂં—એને હું દૂધનો પ્યાલો આપું ?

મા—હા, ભલે તેને દૂધનો પ્યાલો આપો.

છોકરૂં—હું તેના ગળાના આસપાસ કંઇક જોઇ શકું છું. એ શું છે ?

છોકરૂં—તેના હાથ કેવા ન્હાના છે ? તેના ડાબા હાથમાં તેણે શું ઝાલ્યું છે ?

મા—તેણે પોતાના ડાબા હાથમાં થોડાં ફૂલ ઝાલ્યાં છે. તેની પાસે મેજ ઉપર થોડાં વધારે ફૂલ હું જોઈ શકું છું.

છોકરૂં—એના જમણા હાથમાં હું કાંઇ જોતો નથી.

મા—ના. તેના જમણા હાથમાં તેણે કાંઇ ઝાલ્યું નથી.

છોકરૂં—એનું નામ મને કહો.

મા—એનું નામ શાબા છે. પણ અમે બધા તેને બાળક કહીએ છીએ.

છોકરૂં—બાળક ચાલી શકે છે?

મા—તે દૂર જઈ શકતું નથી. તે મારો હાથ પકડીને ચાલે છે.

છોકરૂં—તે બોલી શકે છે?

મા—ના. તે હજુ બહુ બોલી શકતું નથી. તે થોડા વખતમાં મ્હોટું થશે ત્યારે તે ચાલશે અને બોલશે અને દોડશે.

છોકરૂં—પંખાનો ઘાટ કેવો છે?

મા—પંખો ગોળ છે. તેને લાંબો હાથો છે.

મ્હાના બાળક તરફ માયાળુ થાઓ. તેની સાથે નમ્રતાથી બોલો.

---

## ૪ નવો પતંગ.

કેશુ—વીઠુ આવ, ચાલ આપણે ઘેર જઇએ—થોડી વારમાં અંધારૂં થશે મ્હારે જલદી ઘેર જવું છે.

વિઠુ—વારૂ કેશુ, હું તારી સાથે આવીશ. તુ ઘેર શું કરીશ?

કેશુ—મ્હારે નવો પતંગ ઉડાડવો છે.

વિઠુ—તને પતંગ કોણે આપ્યો? મ્હેં તે કદી જોયો નથી.

કેશુ—તે મને મ્હારા ભાઇએ કાલ આપ્યો. તેણે તે બનાવ્યો. તે તે સારા કાગળનો બનાવ્યો. તે બહુ સુંદર પતંગ છે. તે સુંદર પુંછડી છે.

વિઠુ—ત્હારી પાસે કાંઇ દોરી છે?

કેશુ—અરે હા. મ્હારી પાસે દોરીનો મ્હોટો દડો છે. તે સારી

મજબુત દોરી છે. તે તૂટશે નહીં. મ્હારો પતંગ બહુ ઉંચે ઉડી શકે છે. હું તે નદી ઉપર ઉડાડીશ.

વિઠુ—હું પાછળ ઉભો રહીશ અને જોઇશ.

---

## ૫ કેરી.

છોકરો—અહીં ત્રણ સુંદર કેરીઓ છે.

ભાઇ—આ કેરીઓ પાકી છે?

છોકરો—હા તે તદ્દન પાકી છે, અને મીઠા રસથી ભરપૂર છે.

ભાઇ—તું તે કેવી રીતે જાણે છે?

છોકરો—તે પાકી દેખાય છે, તે પાકી લાગે છે, અને તે પાકી સ્હોડે છે.

ભાઇ—હા, તે ખરેખર સુંદર સ્હોડે છે. તે પાકી હોવી જોઇએ.

છોકરો—તું કેટલાં પાંદડાં જોઇ શકે છે?

ભાઇ—હું બે પાંદડાં જોઇ શકું છું. દરેક કેરીને ડાખળી છે. ત્રણ કેરીઓ છે અને ડાખળીઓ છે, પણ ફકત બે પાંદડાં છે. એક ડાખળી ઉપર પાંદડું નથી. એના ઉપર શા માટે પાંદડું નથી?

છોકરો—એ ડાખળી પરનું પાંદડું ખરી પડયું છે.

ભાઇ—આ કેરીમાંથી એક કાપું?

છોકરો—હા, તારી મરજી હોય તો એક ખા. આવ, અહીં બેસ અને ખા. તેનો સ્વાદ સારો છે?

ભાઇ—હા, ત્હારો આભાર માનું છું. તે બહુ સારી લાગે છે. તેનો

સ્વાદ બહુ સારો છે. મ્હને આ કેરી પસંદ પડે છે. તને તે ક્યાંથી મળી ?

છોકરો—આપણા બગીચામાંના ઝાડ ઉપરથી મ્હેં તે ચૂંટી લીધી.

ભાઈ—ઝાડપર બીજી પાકી કેરીઓ છે ?

છોકરો—ના. ઝાડપરની બીજી કેરીઓ લીલી ( કાચી ) છે. તે હજુ પાકી નથી. તે ખાવા જેવી થઇ નથી. આપણે તે ચૂંટી લેવી જોઇએ નહીં.

કાચી કેરીઓ ખાશો માં. જો તમે ખાશો તો માંદા પડશો. જો તમે માંદા પડશો તો મરી જશો.

---

## ૬ ચપ્પુ.

કેશુ—જો, આ મ્હારૂં ન્હાનું ચપ્પું છે.

ગોપુ—કેવું સુંદર ચપ્પું ? એ કાપી શકે છે ?

કેશુ—અરે હા, એ કેરી કાપી શકે છે. એ કાગળ કાપી શકે છે.

ગોપુ—એનાથી પેન્સીલ (સીસાપેન) ઘડી શકાય છે ?

કેશુ—હા, સીસાપેન કઠણ હોય છે, પણ મ્હારૂં ચપ્પું એ કાપી શકે છે. એને હાથો છે અને ત્રણ તીક્ષણ પાનાં છે. એ ઉઘાડું છે અને તું તીણાં પાનાં જોઈ શકે છે. જો તું તે વાશી દે તો તું પાના જોઈ શકે નહીં.

ગોપુ—એને કેવો હાથો છે ?

કેશુ—એને હાડકાનો હાથો છે. અને પાનાં ગજવેલ ( પોલાદ )ના છે.

ગોપુ—આ ચપ્પાનું નામ મને કહે.

કેશુ—એ લેખણ છોલી શકે છે અને તે વડે હું ઘણીવાર કલમ ઘડું છું. અમે તેને ચપ્પુ કહીએ છીએ.

ગોપુ—એ પોલાદની કલમ છોલી શકે ?

કેશુ—ના, એનાથી હું પીંછાની કલમ ઘડી શકું છું. પણ એ પોલાદ કાપી શકે નહીં. પોલાદ ઘણું સખત હોય છે. પીંછું પોચું હોય છે.

ગોપુ—મહેરબાની કરી મને આ ચપ્પુ આપ.

કેશુ—ના, આ ચપ્પુ હું તને આપી શકું નહીં. એ તો મ્હારે પોતાને જોઇએ છે. આના જેવું એક ત્હારા બાપાને ત્હારે માટે ખરીદવાનું કહેજે.

ગોપુ—આ સુંદર ચપ્પુ તે ક્યાંથી ખરીદયું !

કેશુ—ગઇ કાલ ( મ્હારા ) બાપાએ એ દુકાનમાંથી ખરીદયું.

ગોપુ—એને માટે એમણે શું આપ્યું ?

કેશુ—એને માટે તેમણે આઠ આના આપ્યા. તેમણે પોતે મને એમ કહ્યું હતું. હવે તું ઘેર જા. બહુ મોડું થયું છે. મ્હારે સુઇ જવું છે.

મ્હારે વાંચતા શીખવું જોઇએ. મ્હારે લખતાં શીખવું જોઇએ. મ્હારે જુઠું બોલવું જોઇએ નહીં. મ્હારે કોઇને ઇજા કરવી જોઇએ નહીં.

---

## ૭ ગાય.

ગોવિંદ—આ ચિત્રમાં શું છે ? મને કહો.

વિઠુ—હુ ગાય અને વાછરડું અને માણુસ અને સ્ત્રી જોઉં છું માણુસ કોણુ છે ? તે શું કરે છે ?

ગોવિંદ—દૂધવાળો છે. આ તેની ગાય છે. એ જમીન ઉપર બેઠો છે, અને પોતાના જમણા હાથથી ગાય દોહે છે.

વિઠુ—એના ડાબા હાથે તે શું કરે છે ?

ગોવિંદ—પોતાના ડાબા હાથે તેણે વાસણ ઝાલ્યું છે.

વિઠુ—દૂધવાળાની પાસે જમીન ઉપર હું બે વસ્તુઓ જોઈ શકું છું. એ શું છે અને શા વાસ્તે છે ?

ગોવિંદ—એક મ્હોટું ગોળ વાસણ છે અને એની પાસે એક ન્હાનું વાસણ છે. મોટા વાસણમાં દૂધવાળો દોહે છે. એ દુધથી ભરાઈ જશે. પછી તે પેલા બે વાસણમાં દૂધ રેડશે,

વિઠુ—દૂધવાળો અહીં ક્યારે આવે છે ?

ગોવિંદ—ગાય દોહવાને તે હમ્મેશાં સવારે અહીં આવે છે. ગાયને દોહીને પોતાનું દૂધ વેચવાને તે ઘેર ઘેર ફરે છે.

વિઠુ—પેલી ત્યાં ઉભેલી બાઈ કોણ છે ? એ ક્યાંથી આવી છે ! એને શું જોઈએ છે ?

ગોવિંદ—તે ગાયની પાછળના ઘરમાંથી બ્હાર આવેલી છે. તે પોતાને માટે થોડું દૂધ લેવા આવી છે. જમીન ઉપરનું પેલું ન્હાનું વાસણ તેનું છે. દૂધવાળો તે દૂધથી ભરશે અને તેણી તે લઈ જશે

એના હાથે મંગડીઓ છે. એની ઘુંટણ ઉપર ઝાંઝર ( કલ્લી ) છે, નાકમાં વાળી છે; અને કાનમાં એરીંગ છે.

વિઠુ—ગાય શું કરે છે ?

ગોવિંદ—ગાય જમીન ઉપરની ટોપલીમાંથી ખાય છે.

વિઠુ—વાછરડું શુ કરે છે ?

ગોવિંદ—વાછરડું એની માની નીચે પોતાનું માથું ઘાલે છે. તે પોતાને માટે થોડું દુધ લેવાનો પ્રયત્ન કરે છે.

વિઠુ—વાછરડાને થોડું દૂધ મળશે ?

ગોવિંદ—હા, દૂધવાળો દૂધથી પોતાનું વાસણ ભરશે અને પછી વાછરડાને પોતાની મા પાસેથી થોડું દૂધ પીવા દેશે.

વિઠુ—ગાય શું ખાય છે. અને શું પીએ છે ?

ગોવિંદ—એ ઘાસ, કુશકી, કઠોળ અને પરાર ખાય છે. તે સ્વચ્છ ઠંડુ પાણી પીએ છે.

વિઠુ—દૂધવાળાએ તેના પાછલા પગ કેમ સાથે બાંધ્યા ?

ગોવિંદ—તેને લાત મરતી અટકાવવાને તેણે તેના પાછલા પગ જોડે બાંધ્યા. જો તે લાત મારે તો દૂધનું વાસણ ઉંધું વળે અને દૂધવાળાને ઇજા થાય.

વિઠુ—ગાય કેટલું દૂધ દે છે ?

ગોવિંદ—આ ગાય દરરોજ ચાર શેર દૂધ દે છે. સવારમાં તે બશેર દે છે અને સાંજે ફરીથી તે બશેર દે છે.

ગાયના માથા ઉપર તું બે શીંગડા જુએ છે. નહીં વારૂ ? તે ગાયને કાંઈ કામના છે ?

શિરૂ—હું શીંગડાં જોઇ શકું છું. એ શા કામના હોય છે ?

ગોવિંદ—આમ તેનાથી લડી શકે છે. કોઇ તેને અથવા તેના વાછરડાને ઇજા કરવાનો પ્રયત્ન કરે ત્યારે તે પોતાના શીંગડાથી લડે. તેને ટુંકા પગ છે અને ઘણી જલદીથી દોડી શકતી નથી. પણ પોતાના શીંગડા વતી પોતાને અને પોતાના નાના વાછરડાને સહી સલામત રાખી શકે છે.

આ વાસણ મ્હોટું છે. પેલાં વાસણ મ્હોટાં છે. આ ચોપડીઓ મ્હારી છે. પેલી ચોપડીઓ તમારી છે. દૂધ સારૂં ધોળું અને મીઠું હોય છે. દરેકને દૂધ પીવું ગમે છે. ન્હાની ગાયને આપણે વાછરડી કહીએ છીએ. ગાય પોતાના વાછરડાનું જતન કરે છે.

---

## ૮ ઘોડો.

માણસ—અહીંઆં મારો ઘોડો છે. એના સામુ જો. એને લાંબા પગ છે. અને વાળવાળી લાંબી પૂંછડી છે, તે બહુ જોસવર છે. તે ઘણી ઝડપથી દોડી શકે છે. તે ઘણે દૂર માણસને પોતાની પીઠ ઉપર લઇ જાય છે. એને લાંબી ડોક છે, ન્હાનું માથું છે; ન્હાના કાન છે; અને તે સારી રીતે સાંભળી શકે છે. તે ગાય જેવો ટુંકો હોતો નથી. તે ઉંચો હોય છે.

છોકરો—હું તમારા ઘોડા ઉપર સ્વાર થાઉં ?

માણસ—હા. તેની પીઠ ઉપર ચઢ અને સ્વારી કર, હું તને ઝાલી રાખું છું, બીતો ના.

છોકરો—મહેરબાની કરી મને મજબૂત પકડી રાખજો. તેને ઝડપથી દોડવા દેશો નહીં. તે કેવો ઝડપથી દોડે છે?
આ સુંદર કાળો ઘોડો છે. ઘોડો ઘણી ઝડપથી દોડી શકે છે. ઘોડો તેના સ્વારને ઓળખે છે. ચડી બેસ. મજબુત પકડો. ઝડપથી ચાલો.

---

## ૯ ખુરશી.

રામ—આ સારી ખુરશી નથી? એ કોની છે?

ગોવિંદ—એ મ્હારી ખુરશી છે. હું એના ઉપર બેસું છું. કેટલાક માણસ ભોંય ઉપર બેસે છે. ભોંય ભીની હોય. હું ખુરશી ઉપર બેસું તો હું ભીંજાઉં નહીં.

રામ—આ કેવી જાતની ખુરશી છે?

ગોવિંદ—તે નેતરની ખુરશી છે. પાછળ નેતરના પાતળા કકડા છે. પાયા નેતરના જાડા કકડાનો છે. બેઠક નેતરની છે. એ પોચી લાગે છે.

રામ—મ્હારો વાંસો દુખે છે. હું ઘેર જમીન ઉપર બેઠો અને ભીંજાયો.

ગોવિંદ—મ્હારી ખુરશી ઉપર બેસ. ત્હારે ઘેર ખુરશી છે?

રામ—ના. પણ હું એક ખરીદીશ. એનું શું પડશે?

ગોવિંદ--સારી ખુરશીના તારે બે કે ત્રણ રૂપીઆ આપવા પડશે. કેટલીક ખુરશીઓ લાકડાની હોય છે. લાકડું કઠણ લાગે છે. પણ નેતર કરતાં તે વધારે મજબુત હોય છે. ખુરશીઓને પીઠ, બેઠક અને પાયા હોય છે. કેટલીક ખુરશીઓને હાથ હોય છે.

---

## ૧૦ હું કરીશ.

૧ હું મ્હારા બાપને માનીશ.

૨ હું મ્હારા માબાપ બ્હેન અને ભાઇ ઉપર પ્રેમ રાખીશ.

૩ હું ઘેર દરેક જણ તરફ માયાળુ થઇશ.

૪ હું દરેકની સાથે ધીમાસ અને નરમાશથી બોલીશ.

૫ હું હમેશ ઇશ્વરની પ્રાર્થના કરીશ.

૬ મ્હારી સંભાળ રાખવાની હું ઇશ્વરને પ્રાર્થના કરીશ.

## હું નહીં કરૂં.

૧ હું જુઠું નહીં બોલું.

૨ હું ચોરી નહી કરૂં.

૩ હું અપશબ્દ વાપરીશ નહીં.

ખરૂં કરવાનો પ્રયત્ન કરો.

સાચા રહેવાનો પ્રયત્ન કરો.

જો તમે દરેકપર પ્રેમ રાખશો તો દરેક તમારાપર પ્રેમ રાખશે.

---

## ૧૧ બળદગાડું.

છોકરો—ગાડામાં બેઠેલા પેલા માણસને તું જુએ છે?

ભાઈ—હા. હું એને ગાડામાં જોઉં છું. તે કોણ છે? તે ત્યાં શું કરે છે?

છોકરો—એ ગાડાવાળો છે. તેણે પોતાના માથે પાઘડી પહેરી છે. આ ગાડું તેનું છે. તે બળદગાડું છે. તે બળદને હાંકે છે.

ભાઇ—ગાડું શાથી ચાલે છે?

છોકરો—બળદ ગાડાને ખેંચે છે. ગાડાને બે મ્હોટાં ગોળ પૈડાં છે. દરેક બાજુએ એક છે. જ્યારે બળદ ખેંચે છે ત્યારે પૈડાં ફરે છે. ત્યારે ગાડું રસ્તામાં ચાલે છે. હમણાં તે રસ્તામાં શાંત ઉભું છે.

ભાઇ—અહીં તે શા વાસ્તે શાંત ઉભું છે?

છોકરો—કોઇ દૂર રહે છે. આ ઘરમાં તેનો એક ભાઇબંધ છે. તેને મળવાની અને તેની સાથે વાતચીત કરવાની તેની ઇચ્છા હતી. તેને અહીં લાવવાને તેણે ગાડાવાળાને ચાર આના આપ્યા. હમણાં તે ઘરમાં છે અને પોતાના ભાઇબંધ સાથે તે વાત કરે છે. થોડીકવારમાં તે બ્હાર આવશે અને આ ગાડામાં બેસી ઘેર જશે. ગાડાવાળો બ્હાર તેની વાટ જુએ છે.

ભાઇ—ગાડાનો ઉપરનો ભાગ (મથાળું) કેવો સુંદર છે?

છોકરો—હા. ગાડાવાળાએ તે પોતે જાતે બનાવ્યો (છે). તેણે તે નેતર અને સાદડીનો બનાવ્યો (છે). તેણે નેતર વાળીને સાદડી

તેના ઉપર મૂકી (છે), પાતળાં દોરડાંથી નેતર ઉપર સાદડી બાંધી લીધી (છે). તમે નેતર જોઈ શકતા નથી. તે અંદર છે. સાદડીઓ ઉપરનાં બ્હારનાં દોરડાં તમે જોઇ શકો છો.

ભાઈ—ગાડાનો ઉપરનો ભાગ શું કામનો છે ?

છોકરો—ગાડાનો ઉપરનો ભાગ સૂર્યનો તાપ અને વર્ષાદ દુર રાખે છે. સુર્યનો તાપ અને વર્ષાદ અંદર જઇ શકતાં નથી. ગાડું અંદરથી ઠંડુ અને ભેજ વગરનું છે.

ભાઈ—ગાડા વાળો બળદને શી રીતે હાંકે છે ?

છોકરો—બળદના નસ્કોરામાં તેણે દોરી પરોવી છે. તેણે તેની જોડે દોરડું બાંધ્યું છે. દોરડાનો એક છેડો તેણે પકડયો છે. જ્યારે તે દોરડું ખેંચે છે ત્યારે બળદ ઉભો રહે છે. તેના હાથમાં ચાબુક છે- જો બળદ હીંડે નહીં તો તે ચાબુક મારે છે. પછી તે દોડવા લાગે છે.

---

બળદને ટુંકા પગ હોય છે. ઘોડો બળદ કરતાં વધારે ઉંચો હોય છે. ઘોડાની ખરી આખી હોય છે બળદની ખરી બે ભાગમાં હોય છે,

---

## ૧૨ તે મેળવવાનો પ્રયત્ન કરો.

### એક ન્હાનો છોકરો અને તેની મા.

છોકરો—તેં શું ધર્યું છે ?

મા—આ એક ન્હાનું પક્ષી છે.

છોકરો—એ ઉડી શકે છે ?

મા—ના એ લાકડાનું પક્ષી છે. એ ઉડી શકે નહીં. તે રમકડું છે. તું એની સાથે રમ.

છોકરો—તે મને આપ.

મા—તારો હાથ ઉંચો કરીને લે.

છોકરો—હું એટલે ઉંચે પહોંચી શકું નહીં.

મા—પણ તેને પહોંચવાનો પ્રયત્ન કર.

છોકરો—હું પ્રયત્ન કરૂં છું પણ પહોંચી શકતો નથી.

મા—તારા અંગુઠા ઉપર ઉભો રહે અને પ્રયત્ન કર.

છોકરો—તે થોડું નીચું ઉતાર હવે તે મેં લીધું છે. તે મ્હારા હાથમાં આવ્યું છે. હું તે જવા નહીં દઉં. આ પક્ષી મ્હારૂં ને ?

મા—હા. હું તે તને આપી દઉં છું. એ હવે તારૂં થયું.

છોકરો—વ્હાલી મા, સારૂં કર્યું.

મા તેના ન્હાના છોકરાપર પ્રેમ રાખે છે.

---

## ૧૩ કુકડો.

કુકડો બહુ સુંદર પક્ષી છે. એ કેવો અક્કડ ઉભો છે? તેની પૂંછડી જુઓ. તેમાં કેવાં સુંદર લાંબાં પીછાં છે? તે ધોળાં, કાળાં, રાતાં અને પીળાં છે. તેના માથા ઉપર સુંદર રાતી કલગી છે.

કુકડાને બૈરી બચ્ચાં છે. બૈરી મુરઘી છે. તે ઇંડાં મુકે છે અને તેમને હુંફાળા રાખવાને તેમના ઉપર બેસે છે. પછી ઇંડાં ફૂટે છે. ન્હાના મરઘાં બ્હાર આવે છે. ચિત્રમાં તમે મરઘી અને તેની આસપાસ અથે તેનાં બચ્ચાં જુઓ છો. તે શું કરે છે? તે તમે મને કહી શકશો? તે ભોંય ઉપરથી પોતાના બચ્ચાં માટે ખોરાક વીણે છે. તે તેમને ખવડાવે છે. તે તેમની મા છે. તેઓ પણ થોડો ખોરાક વીણવાનો પ્રયત્ન કરે છે. તેઓ તેમની માની પેઠે ખોરાક વીણે છે.

કુકડો સવારમાં ઘણો વ્હેલો ઉઠે છે. અને કુકડેકુ કરવા માંડે છે. તે શું કહે છે? તે મને કહો. તે કહે છે "જાગો, જાગો. તમારી આંખો ઉઘાડો અને ઉઠો. સુર્યોદય પહેલાં ઉઠો.

---

સવાર પહેલાં કુકડો કૂકડેકૂ કૂકડેકૂ એમ બોલે છે. કીકીરીકી. પૂર્વમાં નવું અજવાળું થાય છે. કૂકડૂકૂ કૂકડૂકૂ પક્ષીઓ વહેલું ગાવા માંડે છે. કીકીરાકી કીકીરાકી કીકીરાકી. દીવસ તાજો પ્રકાશ લાવે છે.

દર સવારે રાતો સૂર્ય તેજસ્વી રીતે અને હુંફ આપતો ઉગે છે. પણ સાંજ અને અંધારી કાળી રાત તરતજ આવી પહોંચે છે. એ વખતે ચંદ્ર અને તારા ઉગે છે. જ્યારે અજવાળું બંધ થાય છે ત્યારે તેઓ પ્રકાશે છે.

---

## ૧૪ મા અને તેનો છોકરો.

કેશુ—આ ન્હાનો છોકરો આગળ ચાલી શકતો નથી.

ગોંડુ—તે શા કારણથી દૂર ચાલી શકતો નથી.

કેશુ—તે બહુ ન્હાનો છે. તેથી તેની માએ તેને તેડ્યો છે. ને તે પોતાની માને પોતાના ડાબા હાથે કેવો બાઝી પડ્યો છે.

ગોંડુ—એના જમણા હાથે તે શું કરે છે?

કેશુ—તેનો જમણો હાથ તું જોઇ શકતો નથી. તે તેની માના વાંસાની આસપાસ છે. મા તેના ન્હાના છોકરાને ચાહે છે. તેણે તેના હાથમાં કડાં તેના પગમાં કલ્લીઓ અને તેના માથા ઉપર ન્હાની ટોપી પહેરાવી છે.

ગોંડુ—તે ક્યાં જાય છે અને તેની જમણી બાજુએ તેણે શું ઉપાડ્યું છે?

કેશુ—તે થોડા ચોખા ખરીદવાને બજારમાં જાય છે.

ગોંડુ—બજારમાંથી તે ચોખા ઘેર કેવી રીતે લાવશે?

કેશુ—તેણે ચોખા લેવાને ટોપલો લીધો છે. આ ન્હાના છોકરાને ઘેર એક બાળક ભાઇ છે. તે બહુ ન્હાનો છે. તેથી તેની માએ તેને ઘેર રાખ્યો (છે).

ગોંડુ—તેની મા ઘેર ન હોય ત્યારે બાળકની કોણ સંભાળ લે છે ?

કેશુ—એની મા બજારમાં જાય ત્યારે તેનો બાપ તેની-સંભાળ રાખે છે. તેણી તેને રમકડું આણતી આવી છે. તે તે વડે રમશે. મને કોણ ઘણું ચાહે છે ? મ્હારી મા.
મને પીવાને દુધ કોણ આપે છે ? મ્હારી મા.
મને હરતાં ફરતાં અને વાતચીત કરતાં કોણે શીખવાડ્યું ? મ્હારી માએ. મને મદદ કરવાને કોણ દોડી આવે છે ? મ્હારી મા.
મ્હારે મારી માને ચાહવી જોઇએ અને તેની સંભાળ લેવી જોઇએ.

---

## ૧૫ ઘંટી.

નારાયણ—આ ચિત્રમાં તું શું જુએ છે ?

ગોવિંદ—ભોંય ઉપર સાદડી ઉપર બેઠેલ બે બૈરીઓ અને એક પુરૂષને હું જોઉં છું.

નારાયણ—એ શું કરે છે ?

ગોવિંદ—મને ખબર નથી. મને કહો.

નારાયણ—તેઓ ઘંટીમાં ચોખા દળે છે.

ગોવિંદ—ઘંટી એ શું છે ?

નારાયણ—ઘંટીમાં બે પથરા હોય છે. તે મ્હોટા ગોળ અને ઘણા ભારે હોય છે. નીચેનો પથરો ફરતો નથી. ઉપરના પથરાને હાથો હોય છે. તે ગોળ ફર્યા કરે છે. હાથો લાકડાનો હોય

છે. પુરૂષ અને બે બૈરીઓ હાથાને ઝાલીને ઉપલા પથ્થરને ગોળ ફેરવે છે. ઉપલા પથ્થરમાં હાથાની પાસે એક કાણું છે.

ગોવિંદ—એ કાણું શા માટે છે,

નારાયણ—એક બાયડી તેમાં ચોખા ભરે છે. ચોખા તેમાં ઉતરે છે અને બે પડની વચ્ચે આવે છે. પથ્થર તેનો થોડીવારમાં દળીને લોટ કરે છે. એક બાયડી પોતાના જમણા હાથે થોડા ચોખા નાખે છે. તું તેને જોઇ શકે છે ?

ગોવિંદ—હા. હું તેને જોઇ શકું છું. જમીન ઉપર બે ટોપલા છે. એ ચોખાથી ભરેલા છે. એ બધા ચોખાનો દળીને લોટ કરશે ?

નારાયણ—હા. ટોપલીમાંના બધા ચોખાનો તેઓ દળીને લોટ કરશે. આપણે આ ભૂકાને લોટ કહીએ છીએ નીચેના પડ પાસે સાદડી ઉપર તું ધોળો લોટ જોઇ શકે છે બાયડીઓ આ લોટની ચોખાની રોટલી બનાવશે. તને ચોખાની રોટલી ગમે છે ?

ગોવિંદ—મને ગમે છે તે બહુ સરસ હોય છે, અમે ઘણીવાર તે ઘર આગળ ખાઈએ છીએ. પણ તે ઠંડી પડી જાય ત્યારે સારી લાગતી નથી. જ્યારે તે તદ્દન ગરમ હોય ત્યારે તે ખાવી મને ગમે છે.

ચોખાની ગરમ રોટલી બહુ સારી લાગે છે. મને ઠંડી ચોખાની રોટલી ગમતી નથી.

---

## ૧૬ કેટલાક આંકડા. (કેટલીક સંખ્યા.)

ગોવિંદ—ચાલો આપણે કેટલીક સંખ્યા શીખીએ. તારે કેટલા હાથ છે?

ગોપાળ—મ્હારે બે હાથ છે, એક ડાબો અને એક જમણો.

ગોવિંદ—ચિત્રમાંના આ સ્ટૂલને કેટલા પાયા છે.

ગોપાળ—સ્ટૂલને ત્રણ પાયા છે. એક, બે, ત્રણ.

ગોવિંદ—ચિત્રમાંની રકાબીમાં કેટલાંક ફળ છે? તેમને ગણ અને મને કહે.

ગોપાળ—એક, બે, ત્રણ, ચાર. હું ચાર ગણી શકું છું.

ગોવિંદ—ત્હારે દરેક હાથે કેટલી આંગળીઓ છે?

ગોપાળ—મ્હારે દરેક હાથે પાંચ આંગળીઓ છે.

ગોવિંદ—મધમાખી સામું જો. એને કેટલા પગ છે?

ગોપાળ—એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ પગ.

ગોવિંદ—ચિત્રમાંની ચોપડીઓ હવે ગણ.

ગોપાળ—એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત ચોપડીઓ.

ગોવિંદ—કરોળીઆને કેટલા પગ છે?

ગોપાળ—કરોળીઆના આઠ પગ હું ગણી શકું છું.

ગોવિંદ—આ ચિત્રમાં કેટલીક લાકડાની ખીટીઓ છે. તે કેટલી છે?

ગોપાળ—એક, બે, ત્રણ, ચાર, પાંચ છ, સાત, આઠ, નવ ખીટીઓ. નવ ખીટીઓ. એ વડે તું રમ.

ગોવિંદ—તારા બેઉ હાથે તારે કેટલી આંગળીઓ છે? તે કહે, ત્હારા હાથ ઉંચા કર અને જો.

ગોપાળ—મ્હારે જમણે હાથે પાંચ આંગળીઓ છે અને ડાબે હાથે પાંચ આંગળીઓ છે. બન્ને હાથે દસ છે.

કરોળીઆને આઠ પગ હોય છે. મધમાખીઓને છ પગ હોય છે.

---

## ૧૭ બ્હેનો.

સીતા કાળા વાળવાળી દસ વર્ષની ન્હાની છોકરી છે. તે કદી આળસુ નથી. તેને ઉદ્યોગી રહેવાનું અને પોતાની માને મદદ કરવાનું ગમે છે. આજ સવારે અજવાળું થયું ત્યારે તે ઘણી વ્હેલી ઉઠી. તેણે ઘર વાળ્યું. પછી તેણે પોતાની મ્હોટી બ્હેનને જગાડી. તે બોલી 'બ્હેન, ઉઠ, ઉઠવાનો વખત થયો છે. આપણે જઈને કુવામાંથી પાણી લાવીએ.' પછી તેની બ્હેન ઉઠી અને તેઓ બન્ને કુવે ગયાં. હવે તેઓ પાછાં આવે છે. મ્હોટી બ્હેને પાણી ઉપાડયું છે. પાણીનો ભરેલો એક ઘડો તેને માથે છે. તેના હાથ બીજા ઘડાની આસપાસ છે. સીતા પોતાની જોડે ટોપલી લેતી ગઈ. જ્યારે તેની બ્હેન પાણી ભરતી ત્યારે તે ધેર બળતણ માટે પાંદડાં એકઠાં કરતી હતી અને કાડી વીણતી હતી. એની ટોપલી પાંદડાંથી ભરેલી છે. જ્યારે તેઓ પાછા પહોંચશે ત્યારે રાંધવાના વાસણ સાફ કરવાને સીતા પોતાની માને મદદ કરશે. પછી પોતાના બાપ અને ભાઇને ખાવા વાસ્તે ચોખા ઉકાળશે. તેની માને કંઈ જોઇતું હોય તો તે સીતાને બોલાવે છે. તેના બાપને કાંઇ જોતું હોય તો

તે પણ સીતાને બોલાવે છે તે દોડતી આવે છે અને તેમને મદદ કરે છે. તે ઘરમાં સૌથી ઉપયોગની (કામગરૂ) છોકરી છે. તે બીજાને મદદ કરવાથી કંટાળતી નથી.

---

૧ આ ચોપડી મ્હોટી છે. ૨ પેલી ચોપડી આ કરતાં વધારે મ્હોટી છે. ૩ મ્હારી ચોપડી ત્રણેમાં મ્હોટી છે.

૧ પેલું પક્ષી ન્હાનું છે. ૨ આ પક્ષી વધારે ન્હાનું છે. ૩ રાતું પક્ષી ત્રણેમાં વધારે ન્હાનું છે.

૧ આ સારૂં છે ૨ પેલું વધારે સારૂં છે. ૩ આ સૌથી વધારે સારૂં છે.

---

હું ઘણો મ્હોટો નથી. હું ઘણો ઘરડો નથી પણ મ્હારી મા અને મ્હારી બ્હેનોને હું મદદ કરીશ.

---

## ૧૮ કુતરો.

રાત્રે અંધારૂં થાય છે. ત્યારે હું મ્હારા ઘરનાં બારણાંને તાળું દઉં છું–વાસું છું. તમે તમારા બારણાને પણ તાળું દીઓ છો ?

ના. હું મ્હારા બારણાને કદી તાળું મારતો નથી. તમે ચોરથી બીતા નથી? તેઓ અંધારે આવી કાંઇક ચોરી જાય.

અરે ના. મ્હારે એક સારો ભાઇબંધ છે. તે આખી રાત મ્હારા ઘરની ચોકી રાખે છે. તે કદી ઉંઘતો નથી. ચોર તેનાથી બીએ છે. તે મ્હારો ન્હાનો કુતરો છે. તેને તું ઉભેલો જુએ છે? જો તે ચોરને દેખે તો તે તેને ભસે છે. જ્યારે તે ચોરને સાંભળે છે ત્યારે તે ભસે છે. તે ચોરને કરડે છે. તે મ્હારા ભાઇબંધોને કરડતો નથી.

ત્હારો કુતરો બીજું કાંઇ કરી શકે છે?

હા. તે પોતાના મ્હોમાં મ્હારી લાકડી ઉપાડી જઇ શકે છે?

---

## ૧૯ પક્ષી અને તેનો માળો.

આજ સવારે સીતા બગીચામાં ગઇ. તેણે ઉંચે ઝાડમાં જોયું. તે ઉંચું ઝાડ ન હોતું. તે નીચું ઝાડ હતું. ત્યાં તેણે એક ન્હાના પક્ષીને જોયું. ઉડી ગયું નહી. તે તદ્દન ચુપ બેસી રહ્યું. તે તેની પાસે ગઈ ત્યારે તે પક્ષી તેની સાથે વાતચીત કરવા લાગ્યું: તે બોલ્યું–

"હું કોણ છું? હું શું કરૂં છું હું તને કહું છું.

હું ન્હાનું પક્ષી છું. મ્હારે બે પાંખ છે. અને હવામાં ઉંચે ઉડી શકું છું.

હું પડી જતું નથી. મારી પાંખો મને ઉંચે રાખી શકે છે. હું એક ઝાડથી બીજે ઝાડ ઉડી શકું છું.

ન્હાની છોડી, તું તેમ કરી શકે નહી ? કરી શકે ?

તું ચાલી શકે, તું દોડી શકે અને તું કુદી શકે, પણ તું ઉડી શકે નહીં. મ્હારી પેઠે ઉડવું તેને ગમે કે ?

હવે મેં મારી પાંખો બીડી છે અને ઝાડની ડાળ ઉપર હું બેઠું છું.

તું એક સરસ ઘરમાં રહે છે. નહીં વારૂ ? મ્હારે પણ એક હુંફાળું સારૂં ઘર છે. મ્હેં તે એક અડવાડીયામાં બાંધી દીધું. તે મ્હારી નજીકમાં આ રહ્યું. હું તેને મ્હારો માળો કહું છું. તે અહીં તદ્દન સહીસલામત છે. તે ઝાડમાંથી પડી જશે નહીં.

કેટલાંક પક્ષીઓ લાંબા ઘાસમાં જમીન ઉપર માળા બાંધે છે. હું ઉંચે ઝાડમાં પાન નીચે મ્હારો માળો બાંધુ છું. તે આ રહ્યો.

કેટલાંક પક્ષીઓ તેમના માળા પાંદડાં વડે બનાવે છે. પણ હું મ્હારો માળો ન્હાની ડાળખીઓથી બાંધું છું. તેને હુંફાળો રાખવાને હું તેમાં ઉન અને સુકું ઘાસ મુકું છું. મ્હારા માળામાં થોડાં વાદળી ઇંડા છે. મ્હેં તે ગઈ કાલ મૂકયાં. તેમને ગણ. એક, બે, ત્રણ, ચાર, માળામાં ચાર ન્હાના આસમાની ઇંડા છે. તું તેના સામું જો પણ તેને અડતી ના.

આ ઇંડામાંથી ચાર ન્હાનાં પક્ષી બ્હાર નીકળશે. જો તું થોડા દીવસમાં આવે તો તું તે જોજે. હવે મ્હારે ઇંડા ઉપર બેસવું

જોઇએ અને તેને હુંફાળા રાખવાં જોઇએ. જો હું તેમના ઉપર ન બેસું તો તે ઠંડા પડી જાય.

---

## ૨૦ ન્હાનાં પક્ષી.

પાંચ કે છ દીવસ પછી સીતા ફરીથી બગીચામાં ગઈ. ત્યાં તેણે પેલું પક્ષી જોયું. તેણે ફરીથી તેની જોડે વાત ચીત કરી; તે બોલ્યું—

" ગુડમોર્નિંગ. ત્યારેતો તું મને ફરીથી મળવાને આવી છે ખરૂં ? હું તને જોઇ ઘણુ ખુશી થયું છું.

હવે મ્હારા માળામાં ચાર ન્હાનાં પક્ષી છે. હું તેમની મા છું અને તેઓ મ્હારાં બચ્ચાં છે. હું તેમને બહું ચાહું છું. તું માળા પાસે જા અને તેના સામું જો.

બે દીવસ પહેલાં તે આસમાંની ઇંડાંમાંથી બ્હાર નીકળ્યાં. મ્હેં મ્હારા માળાના ઇંડા તને બતાવ્યાં હતાં. હવે તે પોતાનું મોહું ઉઘાડે છે. તું તેમને જોઇ શકે છે ? તું તેમને ચીસ પાડતાં સાંભળે છે ? તેમને ખાવું છે. તે ઘણાં ભુખ્યાં છે.

હું હમણાંજ એક કીડો તેમને ખાવા માટે લાવી છું. તે આ રહ્યો મ્હારી ચાંચમાં. એમનો બાપ મ્હારા જેવું એક ન્હાનું પક્ષી છે તે આ છોકરાં માટે વધારે ખોરાક લાવવાને બ્હાર ગયો છે. જો અ-

મે તેમને સારી રીતે ખવડાવશું તો તે દરરોજ મ્હોટાં અને મ્હોટાં થશે. એક મહીનામાં તેમની પાંખો મજબુત થશે. પછી હું તેમને આમતેમ ઉડતાં શીખવાડીશ. પછી તેઓ પોતાની મેળે ખોરાક મેળવશે. હમણાં તો તે ન્હાનાં છે. એમના મા બાપે તેમને ખવડાવવું જોઇએ.

## પંખીડું.

પ્હો ફાટતાં પોતાના માળામાં ન્હાનું પક્ષી શું બોલે છે? ન્હાનું પક્ષી બોલે છે કે—"મા મને ઉડવા દે; મને ઉડી જવા દે."

"થોડીવાર રહે. ન્હાની પાંખ વધારે મજબુત થવા દે." તેથી એ થોડી વધારે વાર રહે છે અને પછી ઉડી જાય છે.

---

## ૨૧ બીલાડી.

જો આ રહી એક બીલાડી. તેના શરીર ઉપર ટુંકી સુંવાળી રૂંવાટી છે. તેના પંઝાને છેડે તીક્ષણ નખ છે. તેને ચીડવજે ના તેના નખવડે તે તને ઇજા કરશે ( નખ ભીડાવશે ).

બીલાડી બહુ ઉતાવળી હોય છે. અને ઉંદર પકડી શકે છે. ઉંદર રાત્રે ખોરાક ચોરી ખાવાને આવે છે. બીલાડી રાહ જુએ છે. તે રાત્રે દેખી શકે છે.

જ્યારે ઉંદર દરમાંથી નીકળે છે ત્યારે બીલાડી કુદે છે અને પકડી પાડે છે. તે તેના સાથે ગેલ કરે છે. આખરે તે ઉંદરને મારી-ને ખાઇ જાય છે.

બીલાડી દૂધ પીએ છે. તે માંસ અને રોટલી ખાય છે. અને તેને માછલી બહુ ભાવે છે. બીલાડી તેના બચ્ચાં ઉપર પ્રેમ રાખે છે. તેમને સ્વચ્છ રાખવાને તે તેમનું આખું શરીર ચાટે છે તે તેમના માટે ખોરાક લાવે છે, અને તેમને ઉંદર પકડતાં શીખવાડે છે.

તે પોતાની પૂંછડી હલાવે છે અને બચ્ચાં તેની જોડે રમે છે. બીલાડીનાં બચ્ચાં રમતીયાળ હોય છે. તે આમ તેમ કુદે છે. મા એમને મ્હોમાં ઘાલી લઈ જાય છે; તેમને મીઆંઉં કરી તે બોલાવે છે. બચ્ચાં પણ મીંઆંઉ કરે છે.

કુતરા અને બીલાડાં આપણાં ભાઇબંધ હોય છે. કુતરા રાત્રે આપણી ચાકી કરે છે, અને બીલાડાં ઉંદર પકડે છે. આપણે તેમના તરફ માયાળુ થવું જોઇએ.

---

## ૨૨ બકરી.

આ બે બકરી છે. તેમને કેવા લાંબા કાન છે? ગાયની પેઠે તેને શીંગડાં હોય છે. તેમના શીંગડાથી તેઓ મને માથું ભરાવશે. જો તું તેને નહીં મારે તો તે તને માથું નહી ભરાવે. તેમને ટુંકી પુંછડીઓ હોય છે.

બકરી દુધ દે છે તેમનું દુધ પીવામાં ગળ્યું અને સારૂં હોય છે. બકરીઓ ગાયની પેઠે વધારે દુધ દેતી નથી. આનું કારણ શું? બકરી ગાય કરતાં ન્હાની હોય છે તેથી તે થોડું દુધ દે છે. ગાયનું દુધ બકરીના દુધ કરતાં સારૂં હોય છે.

બકરીવાળો બે બકરીની વચમાં બેઠો છે. તે તેમને દોવાનો છે. તેની આગળ માટીનો ઘડો છે તે વાસણમાં દુધ રેડશે.

---

## ૨૩ ઘેટું.

આ શું છે? તે બકરી છે? ના. ઘેટું છે તેને કેવા સુંદર શીંગડાં છે! શીંગડાં સીધાં નથી ઘેટાનાં શીંગડાં વળેલાં હોય છે. બકરાના શીંગડા સીધાં હોય છે.

ઘેટાની ચામડી ઉપર જાડી ઉન હોય છે. ઉન કોટ જેવું હોય છે. ઉન ઘેટાને હુંફ આપે છે. માણસો ઘેટા ઉપરથી ઉન ઉતારી લે છે. પછી તેઓ ઉનનું કાપડ બનાવે છે. તેઓ કાપડનાં ગરમ કપડાં બનાવે છે.

માણસો ઘેટાંના ટોળાં રાખે છે ટોળામાં ઘણાં ઘેટાં હોય છે. ઘેટાં ઘાસ ખાય છે. ભરવાડ ઘેટાં ચારવાને ખેતરમાં હાંકી જાય છે. બકરાના કરતાં ઘેટાની ઉન જાડી છે. ઘેટાં બહુ નરમ અને શાન્ત હોય છે તે કોઇને ઇજા કરતાં નથી.

---

## ૨૪ તમારા અને મ્હારા માટે.

ઉંડા આસમાની આકાશમાં તેજસ્વી સુર્ય પ્રકાશે છે. ધોળો ચંદ્ર ઉંચા વાદળા ઉપર પ્રકાશ નાંખે છે અને રાત્રે ચળકતા તારા આપણી નજરે પડે છે. સુર્ય તારા અને ચંદ્ર ત્હારા અને મ્હારા માટે પ્રકાશે છે જ્યારે સોનેરી સુર્ય પશ્ચીમમાં આથમે છે. ત્યારે દરેક પંખી પોતાના ન્હાના માળા તરફ ઉડે છે. બગીચાના ઝાડમાં તે કેવું મધુરૂં ગાય છે ? અને તેનાં મીઠાં ન્હાનાં ગીત ત્હારા અને મ્હારા માટે છે. ઉદ્યોગી મધમાખીઓ સુંદર ફૂલની આસપાસ ગુંજે છે. તે હમેશાં ખીલે છે અને આપણાં સામાં હસે છે. તે હવામાં સુગંધી પ્રસારે છે અને મધમાખીઓને ખોરાક પુરો પાડે છે અને તેઓ ત્હારા અને મ્હારા માટે ખાલે છે. મહાન પરમેશ્વર ભલો છે, તે ઉંચે રહે છે. તે તેના આકાશમાંના ઘરમાંથી આપણા ઉપર જુએ છે. તેણે બધી વસ્તુ બનાવી છે. તે માયાળુ અને પ્રેમાળ છે. ત્હારા અને મ્હારા માટે એ તેણે બનાવી છે.

---